# સાલ મુબારક સંગ્રહ.

## ભાગ ૨ જો.

નવાં સાલ તેમજ શાલગરેહ વગેરે શુભ ટાંકણે મોકલવા લાયક કવિતાઓ, લખાણો, અવસ્તાઈ ફકરા વીગેરેનો એક સંગ્રહ.


પ્રગટ કર્તા માટે ખાસ રચીને જોડનાર:

'રફીક.'

ડોસાભાઈ ફરામજી લંગરાના,

ને એલમચોર, એશિયા યુરોપની પતિવ્રતા બાનુઓ વીગેરેના કર્તા.



પ્રગટ કરનાર:

જેહાંગીર બી૦ કરાણીના છોકરાઓ,

પારસી બજાર, કોટ, મુંબઈ.

નં૦ ૧૩૧, કાવસજી પટેલ સ્ટ્રીટમાં, એલેકઝાન્ડરા પ્રીંટીંગ પ્રેસમાં

પ્રગટ કરનાર માટે પ્રીન્ટર એદલજી રતનજીએ છાપ્યું છે.

# એક ખુલાસો.



આ ચોપડીમાં જે જુદી જુદી બાંધણી અને જુદાં જુદાં ઝણુની કવિતાઓ તેમજ ચાલુ એબારતનાં વચનો, લેખો અને લખાણોનો સમાવેશ કરવામાં આવ્યો છે તે સઘળી કવિતાઓ અને સઘળાં લખાણો મેં મારી કલ્પનાને આધારે **મેસર્સ જેહાંગીર બી૰ કરાણીના છોકરાઓને** માટે તેઓની ખાસ ફરમાશથી જોડીને લખ્યાં છે અને તે સઘળાંને લગતો તમામ હક્ક મેં **મેસર્સ જેહાંગીર બી૰ કરાણીના છોકરાઓને** સ્વાધિન કીધો છે અને તે સઘળાંની માલેકી તેઓની પોતાની છે.

લા૦ સેવક,

'રફીક.'

તે

ડોશાભાઈ ફરામજી લંગરાના.

# સાલ મુબારક સંગ્રહ.

## ભાગ ૨ જો.

નવાં સાલ તેમજ શાલગરેહ વગેરે શુભ ટાંકણે મોકલવા લાયક કવીતાઓ તેમજ લખાણોનો સંગ્રહ.



## કવીતાઓ.

૧

વિચારે નેક, ઉચ્ચાર નેક ને આચાર નેક-
માં સચવાયલો રાખજો સદા દીનનો ટેક.

૨

ખુદા સૌ સુખોથી તમોને નિવાજી,
સદા રાખે રોજી-રજાથીઓ રાજી.

૩

સદા હૈયે રાખજો ખુદા નામ સારૂં,
ખુદાને ભલાંનું ભલું કામ પ્યારૂં:
ઉતારે તમોપર ખુદા શુભ હિદાયત,
સદા રેહી નેક, કરજો નેકની હિમાયત;
નવે સાલ ચાહું ખુદાથી બસ એવું,
ફળે જે ભલું તે તમો માંગો તેવું;
નવે સાલ ખુદાથી દુવા એજ છે મારી,
સુખોમાં ગુજારો બસ જીંદગી તમારી.

૪

તે સાહેબ, કે જેણે જાન મુકયોછ આ તનમાં,
તે સાહેબ, કે જેણે-ચાંદ તારા ગગનમાં-
તે-જેણે ભર્યુંછ સુરજ-તન નુરે,
તનો મનમાં સુખ અને શાંતી બસ પુરે.

૫

દોસ્ત ચાહે દોસ્તને, સાલ બેસ્તું આજનું,
ખુશખુશાલીથી ભરેલું, સાલ બેસ્તું આજનું:
માલી ચાહે બાગને, બાગબી બાગબાનને,
ડાગી ચાહે ઝાડને, સાલ બેસ્તું આજનું:
ચાંદબી ચાહે ચકોરને, ગુલ બુલબુલને વળી,
કહે કમળ ખુર્શેદને 'આમીન સાલ બેસ્તું આજનું'
તું મને ચાહે તને હું, દિલનો ગવાહ દિલ જેમ,
દિલ બદલ દિલ દૈને ચાહું, સાલ બેસ્તું આજનું.

૬

દિલ મારૂં લીધુંછ તો તારૂંબી દે,
દુવાઓ મને દેય તો મારીબી લે;
ચાહું શું એવું જે તુંને ગમે,
મને કહે તું-શું તારા મનમાં રમે?
હા-હા-જાયછ મારો કાંઈ ખ્યાલ દુર-દુર,
લોક તેને કહેછ મીઠી મોબત મધુર;
તો મોબત તે તારી વફૈમાં મળે,
મનેબી તે દિલની સફૈમાં ફળે;
ખુદા! બે જીગરને કરે જલ્દી એક,
કે ગુજાર્યે સાથે મળી જીંદગી નેક.

૭

વખાણી ખુદાના ખુદાઇ કલામ,
બુલંદ આસતાને કરીને સલામ,
દુવા હું જે માંગુંછ તે આમીન બને,
હજાર તંદરોસ્તીઓ પ્હોંચો તને;
હજાર દશ હજારથી તે તુંને મળો,
સબકતે આ સાલ એ સવાણી ફળો.

૮

રહી તે ખુદાની પનાહમાં બુલંદ,
અરાધી તે આતશનું નુર જોરેમંદ;
દુવાઓ જે માંગું તે બધી ફળે.
મને તું જે ચાહે તે તુંને મળે;
સુખોના દગમાં દઇને ગુજાર,
નવું સાલ આ નેં બીજાં બેશુમાર.

૯

મોહબતના બાગોથી ચુંટી કળી,
લાવ આપણે ગુંથ્યે બેઉ સાથે મળી;
પ્હેલે લે સોશન કે જબાંથી નેક-
ખુદા પાસ માંગે દુવાઓ અનેક;
પછી કર આ ચંપેલી મોઘરાંની હાર,
કરે બેઉપર દિલની સફૈનો નિસારં;
પછી મુક ગુલાબો ત્યાં હારે કટાર,
કે શીખવે તે બેઉને કેમ રહેવું ઓસ્તવાર;
નરગીસને મુકી બાદ પાંદડાં લગાર,
કે સચવૈને એ સૌ રહે સાલ બેશુમાર.

૧૦

વખાણી હું ઇજદ તે આસતાદને,
જગતને સૌ રાખેછ આબાદ જે,
પઢુંછ આ સહવારે દોઆના કલામ,
ફળે તમને જન ફરજંદની સાથ તમામ;
ગુજારો સૌ સાથે આ સાલ ખુશખુશાલ.
બહમનની બક્ષેશથી થાઓ તમ નેહાલ.

૧૧

**કબુલી ખુદાનો ખુદાઇ પેગામ,**
**કરી તે પેગામને હજારો સલામ;**
**નમી તે પેગામના પુગાડનારને,**
**નમી સાથે પેગામના દેનારને;**
**નવે રોજ આજે જે ચાહુ ભલું,**
**હક્કમાં તમારા જે માંગું બધું;**
**બને તમને આમીન તમ સંસારમાં,**
**સદા તમ મધન રેહો જગ ગુલજારમાં.**

૧૨

વખાણી સરોશ તે ફત્તેહમંદને,
અરાધી બુલંદ તે અશીશ્વંધને,
ઉચારૂંછ જે આજે દોઆના સોખન,
ફળો તમને-રહો હંમેશ હસ્તે દહન;
વિચાર નેક, સોખન નેક અને નેક કામ-
માં ઉંમર તમારી ગુજારો તમામ;
આ દીન મજદયસ્નની ને જરાથોસ્તી રાહ-
પર રહી ઓસ્તવાર શોધજો તેનીજ પનાહ.

## ૧૩

**ખલકતની ખુશીમાં મારો અવાજ,**
**મુબારક બોલોમાં ભેલું હું આજ,**
**ગયું તેથી આ સાલ મુબારક ફળો,**
**ભલું જેબી ચાહું તે સઘળું મળો.**

## ૧૪

ગગનબી ગાજે, સગનને સાજે,
સુરજબી કેવો, તેજે બીરાજે,
પુકારે બુલબુલ, 'એ શાને કાજે?'
ગુલો કુહે 'જરથોસ્તી સાલ આજે.'
તહાં ચમનમાં, ખુશી ગગનમાં, ફુલોને પડખે, ભરૈને નરગીસ,
માહક દહનની, સોશનની સાથે, ખુશી મનાવેછ, ન હકતી હરગીજ:
સૌ ખલ્ક જ્યારે, મળીછ સાથે,
હું કાંય બાકી, રહું એક હાથે?
ખુશીનો સાજ અહીં સજાવી જાતે,
દુવાઓ દેઉં જે, ફળે સદા તે:
શજર ઉગે સુખનું દિલ બાગે, નસીબ તમારૂં બુલંદ જાગે.
ખુદા ભલી સૌ તમ સુખ ભાંગે, મળે સૌ સારૂં જે જીવ માંગે!

## ૧૫

ખુશી ખુશાલી હર ઘેર ગાજે,
સુખોની લંપટની લહેર આજે–
ચમનથી નીકળી સૌને નિવાજે,
પુકારે બુલબુલબી ખુશ અવાજે–
"ખુદાની હરદમ પનાહ તમોને,
રહે તેની હીંમત સદા તમોને."

## ૧૬

ચાહતું હોય તે ચાહી લેવો, છે બલહારી આજની,
નેક મુરાદ મન ચાહી મળશે, છે તક સારી આજની;
હાથમાં લઇ હાથ હેતે, ચાહું દીલથી સાફ સાફ,
ખુશ ખુશાલીથી ખીલો જેમ જગ-ફુલવારી આજની:
રહો તનો મનથી સુખા, આરામની આશનાઇમાં,
રહે ખુદાને બાર આમીન દુવા સારી આજની.

## ૧૭

ચમનમાં માલણની મેજબાની,
સબકતાં સાલની છે તે નિશાણી;
દુવા જે દેઉં જીગરથી આજે,
ફલે તુંજ હકમાં સુખોને કાજે.

## ૧૮

ચમનમાં માલણની મેજબાની,
સબકતાં સાલની છે તે નિશાણી;
દુવા જે દેઉં જીગરથી પ્યારી,
બને તુંજ હકમાં આમીન તે સારી.

## ૧૯

ધરી સામે તારી આ દિદાર નેક,
કે બરકતથી જેની આ દિનનો છે ટેક,
ચાહું હું તુંને આ જીંદગી ભલી,
ખુશીમાં ગુજારે તું જીંદગી બધી;
સુખોની પનાહમાં રહો સચવૈ સદા,
ગુજારો તું રાહતમાં દિવસ ઘણા.

## ૨૦

ચમનનો ય્હે રંગ હતો ન કાલે,
ખુશી છે તેને કેમ આજે ફાલે?
ફુલોબી ઝુકી રહયાંછ જો ડાળે,
છ બુલબુલો ખુશીને હવાલે;
છે આજે નવરોજનો દિન સબકતો
ભલું ચાહી-લેવાનો છે આય હફતો:
રહે સલામત સુખોનીજ ન્યામત,
ખુદા તમને આપે વળી નેક હિદાયત.

## ૨૧

સુખની સવારી આજે પધારીછ,
ઉતારો આપ તું હેતથી હસીને.
ખુદાને ઘરની છે તેને તાકીદ,
રહેશે સદા તુંજ હૈયે વસીને;
ગગનમાં જોની આજે સફાઇ,
નજર જહાં કરશે તહાં ખુશ વધાઇ,
દુવા છે મારી કે રાહમાં તારી,
ખુશી ખુશાલી આવે ધસીને.

## ૨૨

નવે સાલ આજે નવી વાત લાવો,
સુખોની ય્હે થાળી લેવા હાથ લાવો;
ખાચોખીચ ભરેલી તે થાળી છે ભારી,
ઉંચકવા તમ વ્હાલાંને સંગાથે લાવો;
જોજો ન તેમાંથી જાય એક દાણો,
ગમે દેવા હાથ દોસ્તને સાથે બોલાવો.

૨૩

ચમનમાં આજે પુકાર શું છે?
સપરમે દાહાડે ચકચાર શું છે?
પુછો ન્હે ગુલને તકરાર શું છે?
બુલબુલની મસ્તીનો સાર શું છે?

પુકાર નથી ન્હે ખુશીનો રંગ છે,
ચકચાર શાની? બધે ઉમંગ છે;
તકરારી તૌરમાં મોહબતનો ઢંગ છે,
મુબારક બુલબુલને ગુલનો સંગ છે.

૨૪

મુબારક ન્હે દીન વધાવો આજે,
જે ન્હાવું હોય તે જણાવો આજે;
દુવા જે દેશો તે રહેશે આમીન,
સફે નોંધ સુખની લખાવો આજે.

૨૫

ઘરેઘર આજે ખુશાલી ગાજે,
હરખમાં બધાં છે એક અવાજે;
નવાં એ સાલનો નવો છે મહીનો,
અને મુબારક નવો રોજ આજે.

૨૬

ખુદાની સૌ કુદરતને આ સાલ ચાહું,
મુજ વ્હાલાં બધાંને ખુશ યકબાલ ચાહું.

## ૨૭

જુવો છે નૌરોજનો ઠાઠ આજે.
ભુલો જે હોય આગલી વાત આજે;
તક આવીછ જાહારે શુભ હાથ આજે,
ખુશી મનાવો સૌ સાથ આજે.
ખુશી તમારી જણાવો સૌને,
તમારાં સુખથી સજાવો સૌને,
સુખી તમો તો ખુશી મનેબી,
તમો રહી રાજી રીઝાવો સૌને.

## ૨૮

ખલકમાં આજે ખુશી બધે છે,
વખત જેમ વ્હેછ તેમ તેબી વધે છે;
જોડાઇ તે સાથ. સુખોની ધારા,
બને મુબારક હકમે તમારા.

## ૨૯

ખુદાની તમને રહે હિમાયત,
તમારૂં સુખ રહે અમર અનામત;
ખુદાની બક્ષેશથી રેહો ખુશી,
રહેમતમાં તેની સચવૈ સલામત.

## ૩૦

અરે! છે શું? આપણું નવું સાલ આજે!
તો હાથ મારે આવી એક શુભ તાલ આજે!
કરી મારી બંદગીમાં નામ તારૂં આમેજ,
હું માંગસ તુંજ સારૂં ખુશ યકબાલ આજે.

૪૩૯૩



## ૩૧

ચાહું પલકને હું નૌસાલ આજે,
બીન પાયે સરપર જે અદ્ધર બીરાજે;
ચાહું જમીન ઝાડ પાનનેબી,
ચાહું અમર્ગી મુજ ઇમાનનેબી;
પછે ખુશ નસીબ જ્યૉર્જ રાજાને રાણી,
ચાહું તે એઉને સદા શાદમાની;
હવે દોસ્ત રહી જાય તું કાંય બાકી?
સુખના શરાબનો સદા રહે તું સાકી.

## ૩૨

સૌ ફુલોનો સંઘ આજે બાહારમાં મળે,
તો બુલબુલનો ફેરો ગુલજારમાં ફળે;
જો દિલ કરે અયશો અશરતની તલબ,
ઉમિદ તેની કુખની કરારમાં મળે;
દુવા જે ગુજારે ખરાં દિલથી આજે,
મુરાદ તેની માંગી પળવારમાં મળે;
તો ચાહતું છે મારૂં નવે સાલ આય,
ઇનકાર, બ્યારી તારો યકરારમાં ફળે!

## ૩૩

સરસમાં સરસ ચીજ લખી હું ચુકોછું,
કહેવાનું હતું તે બકી હું ચુકોછું;
હા, હક્કમાં તારા દુવાના કલામો,
તેબી આતશખાને પઢી હું ચુકોછું.



# લખાણો.

૧

મારી સાદી
પણ ખરાં જીગરની
એજ દુવા છે
કે
તમો સદા સુખી રહો!
સદા આબાદ રહો!
સદા તંદરોસ્ત રહો!
અને
તમારાં વ્હાલાંઓનાં વ્હાલમાં
સદા સચવાયલા રહો!
આમીન!

૨

મારાં જીગરનાં ઉંડાણુમાંથી
આજે બસ એજ દુવા
નીકળે છે કે
પાક પરવરદેગાર
તમને ને તમારાં વ્હાલાંઓને
તંદરોસ્તીમાં–
આબરૂ ઈજ્જતમાં–
તેમજ
દોલત–હશમતમાં–
સદા આબાદ રાખે!
આમીન!

૩

સદા સુખી રહો, સદા તંદરૂસ્ત રહો,
સદા આબાદ અને ભરયા પુરયા રહો,
એવી
મારી સાદી પણ ખરાં જીગરની દુવા
તે દાદગરની દરઘાહે
કબુલ થજો!
આમીન!

૪

તનની દરોસ્તી,
મનની શાંતી,
ઉમ્મરની દરાજી—
બખ્તની બુલંદી,
આબરૂની ચહડતી,
એ દરેકમાં
બેસ્તું નવું સાલ તમને
મુબારક હોજો!
આમીન!

૫

આજના મુબારક રોજે
દાદારની દરઘાહમાં
મારી બંદગીમાં તારૂં
વ્હાલું નામ આમેજ કરી
એટલુંજ ચાહીશ
કે
તું સદા સુખી રહે!
આમીન!

૬

મારા

**સદા સુખી રહો, સદા તંદરૂસ્ત રહો,**
**સદા આબાદ અને ભરયા પુરયા રહો.**

એવી

ની

ખરાં જીગરની દુવા આમીન થાવો.

૭

જેવી ખુશાલી ઘરેઘર આજના નેક રોજે જામી રહેશે તેવીજ, બલ્કે તેથી હજાર ઘણી ખુશાલી તમારે ત્યાં સદા જારી રહે! તમોં તમારાં વ્હાલાંઓ સાથ તંદરોસ્તી–સુખ–સંપ ને શાંતી સાથની લાંબી જીંદગી ગુજારો એવી મારી ખરાં અંતકરણની દુવા તે પાક દાદાર અહુરમજદ બર લાવે.

**આમીન!**

૮

આજનો દીવસજ ખુશાલીનો છે; ભલી દુવાઓ ચાહી ભલી દુવાઓ હાંસલ કરવાનો છે. આજે સારા સગન વચ્ચે જે કાંઇ શુરૂ કરશો તે તમને આખ્ખું સાલ નિભશે–આજે ખરાં દિલથી ખુદા પાસે માંગશો તે તમને મળશે અને આખ્ખું સાલ તે મળેલું ફળશે, તો મારૂં ખરાં અંતકરણથી ચાહવું છે કે આજનો દીવસ તમારાં સર્વ વ્હાલાંઓ સાથે ખુશખુશાલીમાં ગુજારો!

**આમીન!**

૯

આજે બેસતું આપણું નવું સાલ તમને તમારાં સર્વે વહાલાંઓ સાથ મુબારક હોજો! તે કીરતાર તમો સર્વેને સંપુર્ણ સુખ અને તનદરોસ્તી સાથ લાંબી જીંદગી બક્ષે, તમારી સર્વે નેક મુરાદો હાંસલ થાય, તથા અહુરમજદના આશીરવાદથી કુલ આપણી કોમમાં આબાદી, ખુશાલી, શાંતી, અશોઈ અને કીર્તીનો ફેલાવો થાય એવી

ની

દુવા આમીન હોજો!

૧૦

યજદેજર્દી બેસ્તું નવું સાલ, તમને અને તમારાં વ્હાલાંઓને, તંદરોસ્તી સુખ શાંતી અને આબાદીમાં દરેક રીતે ફળજો એવી મારી દુવા તે પરવર આમીન કરેં!

ઘણું જીવી જીંદગીમાં જશ જામજો,
જાહા હશમત દ્વૈલતથી મસ પામજો.

**આમીન!**

૧૧

આજના નેકબખ્ત ખોરદાદ સાલની મુબારક સહવારે જીગરનાં જોશ સાથે એટલુંજ ચાહીશ કે પાક પરવરની તમોપર સદા મ્હેર રહેજો, તમો તન-મન અને ધને સદા આબાદ અને સુખી-સુખ્યારા રહેજો, તમારૂં ઘર સદા હસ્તું અને વાજતું ગાજતું રહેજો, તેમજ તમારી દરેક નેક ઉમેદ તે દાદગર પાર ઉતારજો!

**આમીન!**

૧૨

આજનું આપણું બેસતું સાલ તમને, તમારાં વાહાલાંઓને, કુટુંબ કબીલાને તથા આપણી જરથોસ્તી કોમને સર્વ પ્રકારે મુબારક નિવડી, સર્વ ઠેકાણે સુલેહ, સંપ, આબાદી, અને અશોઇનો ફેલાવો થજો!

દાદાર અહુરમજદ તમો સર્વને તન અને મનનાં સંપૂર્ણ સુખ તથા શાંતી સાથની લાંબી જીંદગી તથા ભલાં કામો કરવાની શક્તિ બક્ષે, તેમજ તમારી દરેક ભલી મુરાદ પાર પડી એવાં ઘણાં સાલો જોવાને તમો ભાગ્યશાલી થાઓ એવી

.................................................................... ની

દુવા આમીન હોજો!

૧૩

**ખુશબખ્તી ભરેલા આજના નવરોજના મુબારક દિવસે હું એટલુંજ ચાહીશ કે તમારૂં બખ્ત બુલંદીની ટોંચે પહોંચો! લક્ષ્મી તમારી દાસ થઈ રહે, તંદરોસ્તી સદા તમારી અને તમારા કુટુંબની સાથી થઈ રહે, અને તમારી દરેક નેક ઉમેદોનાં દરખ્તો પર સદા ફળ મીઠાં આવતાં ને આવતાંજ રહે!**

**માંગી મોરાદો બક્ષનાર પરવરદેગાર આ દુવા તમને, અને તમારાં વહાલાંઓને આમીન કરો!**

**આમીન!**

૧૪

નવાં સાલના આજના નેક રોજે તે દાદારની દરઘાહે મારી એજ બંદગી છે કે તમો, તેમજ જેને તમારાં જીગરનાં જોશથી તમો ચાહતા હોય તેઓ, તનદરોસ્તીની ઉત્તમ ન્યામત સદા ભોગવે, તમારી દરેક નેક ઉમેદ તે દાદાર બર લાવે, તમો સંસારે સદા સુખી રહો, તમારૂં ઘર સદા હસ્તું અને સુખી રહે!

અથ જમ્યાત યત આફ્રીનામી!

૧૫

ભલી ભલાઈમાં નેક ઉમેદમાં રોજી રોજગારમાં, તન અને મનની દરોસ્તીમાં તેમજ સંસારના સુખમાં, આ બેસ્તું નવું સાલ તમારાં જીગરની હોંશ કરતાંબી તમને વધુ મુબારક નિવડે એવી મારી ખરાં જીગરની બંદગી તે બારેહકતાઅલાની દરઘાહે કબુલ થજો!

અથ જમ્યાત યત આફ્રીનામી!

૧૬

આજના નેકબખ્ત નવરોજની મુબારક સહવારે જીગરનાં જોશ સાથે એટલુંજ ચાહીશ કે પાક પરવરની તમોપર સદા મ્હેર રહેજો, તમો તન-મનં અને ધને સદા આબાદ અને સુખી સુખ્યારા રહેજો, તમારૂં ઘર સદા હસ્તું અને વાજતું ગાજતું રહેજો, તેમજ તમારી દરેક નેક ઉમેદ તે દાદગર પાર ઉતારજો!

આમીન!

## ૧૭

ખુશબખ્તી ભરેલા આજના ખોરદાદ સાલના મુબારક દિવસે હું એટલુંજ ચાહીશ કે તમારૂં બખ્ત બુલંદીની ટોંચે પહોંચો! લક્ષ્મી તમારી દાસ થઇ રહે, તંદરોસ્તી સદા તમારી અને તમારાં કુટુંબની સાથી થઈ રહે, અને તમારી દરેક નેક ઉમેદોનાં દરખ્તો પર સદા ફળી મીઠું આવતાં ને આવતાંજ રહે!

માંગી મોરાદો બક્ષનાર પરવરદેગાર આ દુવા તમને અને તમારાં વ્હાલાંઓને આમીન કરો!

આમીન!

## ૧૮

આજથી બેસતું આપણું નવું સાલ તમોને, તમારાં કુટુંબ પરીવારને, દોસ્ત આસનાવોને મુબારક હોજો. પરવરદેગારની મેહેરથી આ નવું સાલ ખુશી ખુશાલી ભરયું, તંદરોસ્તી ભરયું, આબાદાની ભરયું નીવડજો.

તમારાં વાહલાંઓ સાથે લાંબી સુખી જીંદગી ગુજારો, તમારી નેક ઉમેદો હાંસલ થાઓ અને સર્વ પ્રકારે વધુ અને વધુ આબાદ થાઓ,—એવી મારી ખરાં જીગરની દુવાઓ તે કીરતાર આમીન કરે. આમીન! આમીન!!

આમીન!



# અવસ્તા કોટેશન.

૧

હમીશે ખુરેહમંદ બેદ, હુ જેહરનેમંદ બેદ, વખશસ્નેમંદ બેદ, ફીરોઝીમંદ બેદ, અષહી આમુઝરનેદાર બેદ, બેહવરઝરને સઝાવાર બેદ,..... અષહી સેતાયાદ, ખુઆનાદ માઝદયસની.

હંમેશાં કીરતીવંત થજો, નેક કોશેશ કરનાર થજો, વૃધ્ધિ કરનાર થજો, ફત્તેહમંદી ભરેલા થજો, પવિત્રાઈનાં કામ શિખનાર થજો, ભલાં કામો કરવાને લાયક થજો,... ..... પવિત્રાઈને વખાણજો, માઝદયસની દીનની સ્તુતી કરજો.

આમીન!

૨

તનદરોસ્તી બાદ, નેકી બાદ, ખુબ બાદ, અએદુન બાદ; અએદુનતરજ બાદ; યજદાંન વ અમેશાસ્પંદાન કામે બાદ.

તમો તંદરોસ્તીભર્યા થજો, નેક થજો, તમારૂં સદા કલ્યાણ થજો, સદા એજ પ્રમાણે થજો, દાદાર અહુરમજદ અને તેના અમેશાસ્પંદોની મુરાદો તમને, આમીન થાવ!

આમીન!

૩

અહુરમજદ ખોદાએ શનાસાદ, ઝરથુશ્ત રદ સેતાયાદ; ચુન તન ઓ જાન અઝા દુસ્તાન ઓ બેરાદરાંન ઓ ઝન ઓ. ફરજનદાન હુ દોસ્તદાર બેદ.

દાદાર અહુરમજદને પીછાનજો, અશો જરથોસ્તને સરદાર તરીકે વખાણજો; જેવા પ્યારથી તમારા જાનને ચાહો છો તેવાજ પ્યારથી તમે તમારા દોસ્તો, ભાઇબંધો, મોહરદાર અને ફરજંદોને ચહાતા રહેજો.

આમીન!

૪

**ચુન કએખુસ્રો બ અહુશ-તન બેદ, ચુન કાઉસ આગાહુમંદ બેદ, ચુન ખુરશીદ રયુમંદ બેદ, ચુન માહ બોખ્ખાર બેદ, ચુન ઝરથુશ્ત્ર નામદાર બેદ, ચુન રૂસ્તમ ઝુરઆવર બેદ, ચુન સ્પનદારમદ જમીન બરદાયાંન બેદ.**

કયખુસ્રો પાદશાહ જેવા અમરગી ભરેલા થજો, કએકાઉસ જેવા ખબરદાર થજો, ખોરશેદ જેવા નુરમંદ થજો, માહબોખ્ખાર જેવા સફાઈદાર થજો, અશો જરથોસ્ત જેવા નામદાર થજો, રૂસ્તમ જેવા જોરાવર થજો, ધરતી-માતા જેવા ફળવંત થજો.

**આમીન!**

## જવાબ.

મારા ................................................

તમારી ભલી દુવાઓ ચાહનારો પેગામ મને મળ્યો અને તે મેં તમો તરફનાં હજારો માન અને અહેશાંન સહીત કબુલ રાખ્યો છે—મારા હૈયામાં તમારે માટે જે લાગણી વસી છે તેને હું કોઇ રીતેબી અત્રે લખાને જાહેર કરવાને અશક્ત છું, એટલે એટલુંજ ચાહીને સંતોષ પકડું છું કે તમોએ મને ચાહેલી બધી ભલી દુવાઓ ચક્રવર્ધી વ્યાજ સાથે એમની એમ તમને ફળે! આમીન!

લા૦

........................................................

# નોટ પેપરો.

૧

રોજ મુબારક,

દાદાર અહુરમજદ,

માહ મુબારક,

ફરરોખ ફરવરદીન.

## સાલ મુબારક!

આજનું 'બેસ્તું' નવું સાલ તમને તમારાં વ્હાલાંઓ સાથે તનની દરોસ્તીમાં, મનનાં સુખમાં, ધનની વૃદ્ધિમાં અને ઉમ્મરની દરાજીમાં દરેક રીતે મુબારક થાઓ! તમારી ચાહેલી દરેક ભલી મુરાદોનાં દરખ્તપર મીઠાં ફળ આવો અને તે ફળ ચાખવાને તમોને તેં દાદાર એક ખુશખુશાલી અને તંદરોસ્તી ભરી લાંબી જીંદગી બક્ષો! આમીન!

ભલી સઉ ઉમીદો, મુરાદો હજાર,
બર આવે તમારી, સુખી રહો અપાર.

૨

રોજ રોજી બક્ષનાર,
દાદાર અહુરમજદ,

માહ મુબારક,
ફરરોખ ફરવરદીન.

## સાલ મુબારક!

**અએ ખાલેકે જેહાં, ઈન સાલમ કુની મુબારક;**
**બા માહો રોજો શબ, ઈન સાલમ કુની મુબારક.**

**અર્થ:**—એ જેહાંનના પેદા કરનાર ખોદા! આ બેસ્તું નવું સાલ તેના તમામ મહિના દહાડા અને રાતો સાથે મારા ખેશીઓ અને દોસ્તોને મુબારક કર!

ઉપલા મોનાજાતના કલામોમાં ચાહેલી દુઆ પ્રમાણે આજ રોજે બેસતું નવું યજદેજરદી સાલ તમોને તમારાં જનો ફરજંદ, ખેશ કુટુંબ તથા દોસ્ત આસ્નાઓ સાથે મુબારક થાઓ! તમારી અને તેઓની ઉમર દરાજ થાઓ! તંદરોસ્તી, દોલત અને ન્યામતોની વૃદ્ધી થાઓ! ઈજજત આબરૂ કીર્તી અને દબદબાની કાયમીઅત થાઓ! ધંધા અને વ્યાપારમાં બરકત થાઓ! માગી મોરાદ હાંસેલ થાઓ! મિત્રો સાથની મોહબતમાં વધારો થાઓ! ઇશ્વર ભક્તિ, દયા, માયા અને મોહબતનાં કર્મોની જીઆદતી થાઓ! જ્ઞાનનો ભંડાર ભરપુર થાઓ! ખરાં જીગરથી ચાહેલી સાલ મુબારક માટેની ઉપલી દુઆ આમીન થાઓ! આમીન! આમીન!! આમીન!!!

દુવાગો,

૩

રોજ મુબારક,

દાદાર અહુરમજદ,

માહ મુબારક,

ફરરોખ ફરવરદીન.

## સાલ મુબારક!

**અવસ્તા:—"ઉશ્તા અહ્માઈ યહ્માઈ ઉશ્તા કહ્માઈચીત."** (ગાથા ઉશતવઈતી)

"સુખ તેને છે કે જે બીજાને સુખ આપે છે."

આજથી બેસતું આપણું નવું સાલ તમોને, તમારાં કુટુંબ પરીવાર સાથે મુબારક હોજો. પરવરદેગારની મેહેરથી આ નવું સાલ તમોને ખુશી ખુશાલી ભરયું, તંદરોસ્તી ભરયું અને આબાદાની ભરયું નીવડજો.

તમારાં વાહલાંઓ સાથે લાંબી જીંદગી ગુજારો, તમારી નેક ઉમેદો હાંસલ થાઓ અને સર્વ પ્રકારે વધુ અને વધુ આબાદ થાઓ, એવી મારી ખરાં જીગરની દુવાઓ તે કીરતાર તમોને આમીન કરે. આમીન! આમીન!!

લા૦ દુવાગો,

J. B. Kabani's Sons, Bombay.

રોજ મુબારક,

દાદાર અહુરમજદ,

માહ મુબારક,

ફરરોખ ફરવરદીન.

## સાલ મુબારક!

જત આજનું આપણું જરથોસ્તીઓનું બેસ્તું સાલ તમને તમારાં વ્હાલાંઓ અને દોસ્ત આશનાઓ સાથે તનની દરોસ્તીમાં, મનનાં સુખમાં અને ધનની વૃદ્ધિમાં મુબારક થાય એ મારી સાચાં દીલની દોઆ પરવરદેગાર તમારાં હુક્કમાં આમીન કરો! તે કીરતાર તમને બુલંદ દરજ્જાવાલા સરોશની પનાહમાં મુકે, જે સરોશ પોતાનાં પુર જોશ સાથે તમને પુરતો ઝલકાટ, પુરતું નુર, મનનું જોર, તનનું સુખ, તનની ફત્તેહ, સુખવાલી દોલત અને લાંબી જીંદગીની બક્ષેશ કરે! તમારી ચાહેલી ચીતેલી દરેક ભલી મુરાદ અને નેક ઉમેદ દાદાર અહુરમજદ બર લાવે! આમીન!

લા૦ તમારા હુક્કમાં સદા

ભલું ઈચ્છનાર,

૫

રોજ રોજી બક્ષનાર,

દાદાર અહુરમજદ,

માહ મુબારક,

પરગોંખ પરવરદીન.

## સાલ મુબારક!

મુબારક આ રોજ ને મુબારક આ માહ,
સબકતાં આ સાલની મુબારક. પનાહ.

જત, આજનું આપણું જરથોસ્તીઓનું બેસ્તું સાલ તમને તમારાં વ્હાલાંઓ અને દોસ્ત આશનાઓ સાથે તનની દરોસ્તીમાં, મનનાં સુખમાં અને ધનની વૃદ્ધિમાં મુબારક થાય એ મારી સાચાં દીલની દોઆ પરવરદેગાર તમારા હુક્કમાં આમીન કરો!

સુખોમાં રહેજો તહમે બરકરાર,
મળી સાથ ફરજંદ ને મ્હોરદાર:
ચમનમાં ગુજારો નવલ આય સાલ,
મહારી દુવાથી સદૂ ખુશખુશાલ.

તમારા હુક્કમાં સદા ભલું ઈચ્છનાર,

J. B. Karani's Sons, Bombay.